# કુમાર વીરસેન



લેખક

ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ

પ્રકાશક

પુસ્તકાલય સ. સ. મંડળ લિ. વડોદરા

બાળસાહિત્યમાળા–૨




લેખક :

**ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ**

ચરોતર એજ્યુકેશન સોસાયટી,

આણંદ

પ્રકાશક :

**પુસ્તકાલય સહાયક સહકારી**

**મંડળ, લિમિટેડ**

**વડોદરા**

# પ્રસ્તાવના

બાળકોને વાર્તાનાં પુસ્તકો વાંચવાં ગમે છે અને તેમાં યે પરીઓની વાર્તાઓ અને વીરોનાં વૃતાન્તો વાંચવાં બહુ જ ગમે છે.

દુર્ભાગ્યે આપણા સાહિત્યમાં સાહસનાં વૃતાન્તો બહુ જ ઓછાં છે અને જે છે તેમાં બાળકો વાંચી શકે તેવાં તો માત્ર ગણ્યાં ગાંઠ્યાં જ છે. આપણી પ્રજામાં સાહસ હોય તો જ સાહિત્યમાં તે ઉતરેને ? પણ પ્રજામાં સાહસ ઉતારવું હોય તો સાહિત્યમાર્ગે તે કેટલેક અંશે ઉતારી શકાય એમ છે.

આપણાં બાળકો બ્હીકણ મટી સાહસિક થાય, પરાક્રમનાં કાર્યો કરવાની ઉત્કંઠા તેમનામાં જાગ્રત થાય,

વીર બની જંગલમાં વાઘસિંહ સાથે જીવસટોસટ ખેલવાની અને વ્હેતી નદીઓમાં ઝંપલાવવાની તેમને ઇચ્છા થાય, એ હેતુથી આ નાનું પુસ્તક પ્રકટ કરવામાં આવે છે.

વાર્તામાં વસ્તુ એવી રીતે મૂકવામાં આવ્યું છે કે બાલકોના મગજ ઉપર ક્રૂરતા કે હિંસાની છાપ ન પડતાં શુદ્ધ સાહસનીજ છાપ પડે. વચ્ચે વચ્ચે કુદરતનાં ટૂંકાં વર્ણનથી તેમજ પ્રાણીઓના તરફ બતાવેલા પ્રેમભાવથી વાર્તામાં વિવિધ રંગો પૂરાય છે. વીરસેન અને વીરપાળનાં ઉપરાઉપરી સાહસિક કાર્યોથી ઘડીક દિંગ થઇ જવાય છે, છતાં તે એટલાંજ સ્વાભાવિક લાગે છે.

અન્તમાં જે ઉદ્દેશથી આ પુસ્તક પ્રકટ કરવામાં આવે છે, તે ઉદ્દેશ સફળ થશે એવી આશા છે.

ચરોતર કેળવણી મંડળ,
આણંદ
આશાભાઇ નરસિંહભાઈ પટેલ



ધુઉઉ ધઉઉ એમ એ ત્રણ ત્રાડો પાડી સિંહણ પડી. પાન ૧૮

કુમાર પ્રિન્ટરી અમદાવાદ

# કુમાર વીરસેન

મને નાનપણુથી શિકારનો શોખ છે. વીરપાળ મારો બહાદૂર સાથી છે.

મારા પિતા પાંચ સાત ગામના ઠાકોર છે. જુવાનીમાં એમનેય શિકારનો ખરેખરો શોખ હતો. અમારા આખા મહેલમાં બબ્બે વામના મોટા મોટા વાઘસિંહનાં કેટલાંય ચામડાં એમણે ભેગાં કર્યાં છે.

રોજ સાંઝે અમે બધા ભેગા બેસીએ, ત્યારે મારા પિતા એમણે કરેલા મોટા મોટા શિકારોની વાતો કરતા. દુશ્મનો સાથેની લડાઇની એમની વાતો અમે ખૂબ રસથી સાંભળતા.

ધીરે ધીરે મને પણ શિકારનો શોખ લાગવા માંડયો. ગયે વરસે જ હું અને વીરપાળ શિકારે ગયા હતા, અને એક નાના વાઘનો શિકાર કરી આવ્યા હતા.

આ વર્ષે પણ એકાદ વાર શિકારે જવા મારૂં મન તલપી રહ્યું હતું.

હોળીના તહેવારો વીતી ગયા. મને હવે શિકારની ખૂબ ખૂબ યાદ આવવા માંડી. આખો દિવસ હું એના જ વિચા-

રોમાં ફરતો, રાત્રે ઉંઘમાં પણ ઘણીવાર હું વાઘસિંહ જોવા લાગ્યો.

હવે મેં નક્કી કર્યું કે પિતાજીની રજા લઇને આ વરસે ફરી એક વાર શિકારે જવું. શિકારની ખરી મઝા આવે એટલા માટે આ વખતે અમે બેજ જણે જવાનું નક્કી કર્યું.

મારા પિતાએ તો સંભાળીને રહેવાનું કહી રજા આપી, પણ એકના એક દીકરાને એકલો મોકલતાં મારી માનો જીવ કેમ ચાલે? એની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. એણે કહ્યું, "બેટા, તારે જવું હોય તો નોકરચાકર લઇને જા. અત્યારથી તને આમ એકલો ન મોકલાય."

છેવટ એને જેમ તેમ સમજાવીને અમે તૈયાર થયા.

અમારૂં ગામ એક મોટી નદીના કિનારા ઉપર હતું. આ નદી વાટે અમે દસેક દિવસમાં સિંહના જંગલમાં પહોંચી જઇએ એમ હતું. મારા પિતા એ રીતે ઘણીવાર શિકાર કરી આવ્યા હતા. આ વખતે અમે ત્યાં જવાનું નક્કી કર્યું.

અમે એક હોડી તૈયાર કરાવી અને એમાં વીસ પચીસ દિવસ ચાલે એટલું ખાવાનું મૂકાવ્યું. થોડા ચોખા, દાળ તથા બીજો મશાલો વગેરે પણ સાથે રાખ્યું.

મેં અને વીરપાળે એક એક બંદુક, દારૂગોળો અને

ચકમક તથા કાકડો વગેરે શિકારની ચીજો લઈ લીધી. બે વાંસડા પણ સાથે લીધા.

બધાંએ બીજી ઘણી ચીજોની જરૂર પડશે એમ કહ્યું, પણ અમારે તો જંગલનો ખરેખરો અનુભવ કરવો હતો, એટલે અમે જરૂર જોગી જ ચીજો સાથે રાખી.

બીજે દિવસે સવારના પહોરમાં બાબાપુની રજા લઈને હું નાવમાં બેઠો, વીરપાળે લંગર ખેંચ્યું ને નાવ હંકારી.

નદીના પ્રવાહમાં અમારી નાવ સરસરાટ ચાલવા લાગી.

બપોર થતાં તો અમે કેટલાય ગાઉ દૂર નીકળી ગયા. સ્થિર પાણીમાં જ્યારે નાવ ખૂબ ધીમી પડી જતી, ત્યારે અમારે વાંસડા વડે એને ઝડપથી ચલાવવી પડતી; પણ જ્યારે પાણીનો વેગ વધતો ત્યારે એ સરસરાટ ચાલતી હતી.

મધ્યાહ્ન થયો ને સૂરજ તપ્યો. અમને હવે ભૂખ લાગી હતી, એટલે પોટલું છોડીને અમે ખાવા બેઠા. પાણીના વેગમાં હોડી તો વહી જતી હતી. આસપાસનાં ઝાડ અને વચ્ચે વચ્ચે આવતાં નાનાં ગામડાં જોતા જોતા અમે આગળ વધતા હતા.

પહેલી રાત તો અમે હોડીમાંજ પસાર કરી. હું ઉંઘી જાઉં ત્યારે વીરપાળ હોડી સાચવતો અને એ ઉંઘે ત્યારે હું સાચવતો.

દસ દિવસ વીતી ગયા. નદીની આસપાસ ઘનઘોર જંગલ આવી ગયું. હવે થોડીક મજલ કાપીશું એટલે સિંહના જંગલમાં પહોંચી જઇશું, એમ જાણી અમને ખૂબ આનંદ થવા લાગ્યો.

દિવસે તો અમારે આસપાસના સુંદર દેખાવો જોવાનું જ કામ રહેતું, પણ સાતમા દિવસ પછી રાત્રે અમારે ખૂબ કાળજી રાખવી પડતી. ઘનઘોર જંગલમાં થઇને અમે પસાર થતા હતા, એટલે જંગલી જાનવરોની બ્હીક રહેતી હતી. કોઇ કોઇ વાર તો કિનારા ઉપરની ઝાડીમાંથી વાઘની ભયંકર ત્રાડો પણ સંભળાતી.

દસમા દિવસની રાત હતી. ચાંદો આકાશમાં તરતો હતો, અમારી નાવ પાણી ઉપર તરતી હતી.

હું અને વીરપાળ બેઠા હતા અને આવતી કાલે કાંઠે ઉતરીને જંગલમાં જવાની વાતો કરતા હતા; ત્યાં એકા-એક એક ભયંકર ત્રાડ સંભળાઇ. ત્રાડ ઉપરથી અમે નક્કી કર્યું કે એ કોઇ ભયંકર વાઘ હશે. અમે એમ પણ અનુમાન કર્યું કે વાઘ પાણી પીવા નદીકાંઠે આવતો હશે.

અમે ચપોચપ ચકમક ઘસીને જામગરીઓ સળગાવી દીધી અને બંદુકો હાથમાં લઇને વાઘની વાટ જોવા લાગ્યા.

નાવ તો ચાલતીજ હતી. અમે નક્કી કર્યું કે વાઘ

નજરે પડે એટલે એક જણે વાંસડો નાખીને નાવને જરાક કાંઠા તરફ લઇ જવી ને બીજાએ ગોળી છોડવી.

અમે ઘણી વાર સુધી રાહ જોઇ રહ્યા, પણ વાઘ ન દેખાયો. એટલામાં હોડીએ પણ અર્ધોએક ગાઉનું અંતર કાપ્યું હતું, એટલે હવે અમે વાઘની આશા મૂકી દીધી.

ચન્દ્રમા બરાબર મધ્યાકાશમાં આવી ગયો. સુંદર ચાંદની ખીલી ઉઠી. અમે પસાર થતા હતા એ જગ્યાએથી નીચાણમાં પટ પહોળો થતો હતો, ને એક તરફ સુંદર રેતી પથરાઇ હતી.

અમે પાણીની મુસાફરીથી કંઇક કંટાળી ગયા હતા. વચ્ચે કોઇ કોઇ વાર અમે નીચે ઉતરતા ખરા, પણ આ રેતીના પટ ઉપર તો આજની આખી રાત ગાળવાનું અમને મન થઇ ગયું.

આ જગ્યાએ પાણીનો વેગ જરા વધારે હતો, એટલે અમે ખૂબ મહેનત કરી જોઇ, છતાં નાવ છેક છીછરા પાણી સુધી ન ગઇ. નીચે ઉતરીને ખેંચ્યા વિના છૂટકો નહોતો, એટલે એક સુરવાલ પહેરીને હું પાણીમાં કૂદી પડ્યો. કમ્મરપુર પાણીમાં ઉભા રહીને મેં નાવને લાવી શકાય એટલી કિનારા પાસે આણી.

અમે જ્યાં નાવ ઉભી રાખી હતી ત્યાં એક ઉંચી

ભેખડ હતી, અને જરા નીચાણમાં જ્યાં ભેખડ પૂરી થતી હતી ત્યાં રેતીનો વિશાળ પટ પથરાયો હતો.

રેતી ઉપર ઉતરીને અમે કપડાં બદલવા લાગ્યા, પણ એટલામાં મને બંદૂકો સાંભરી; વખતે એકદમ જરૂર પડે એમ ધારીને હું હોડી ઉપરથી બેય બંદૂકો, દારૂગોળાની પેટી અને ચકમક વગેરે લઇ આવ્યો. પછી કપડાં બદલીને અમે રેતી ઉપર નિરાંતે સૂતા.

એક તરફ નદીનો વિશાળ જલપટ, બીજી તરફ મોટી ભેખડ અને અમે બેઠા હતા તે રેતીનો પટ; એ બધું અત્યારની ચાંદનીમાં સુંદર લાગતું હતું.

અમે દસ દિવસની મહેનતથી ખૂબ થાકી ગયા હતા, અમારી આંખોમાં ઉંઘ ભરાઇ હતી; પણ આવા ભયંકર જંગલમાં બેય જણને ઘસઘસાટ ઉંઘ કેમ કરીને આવે? અમે તો જાગતા પડ્યા રહ્યા ને વાતો કરવા લાગ્યા.

એકાદ ઘડી વીતી ત્યાં તો અમે સિંહની એક ગર્જના સાંભળી. પેલા વાઘ કરતાં તો આ સિંહની ગર્જના ખૂબ ભયંકર લાગતી હતી. અમે ઉભા થઇ ગયા. પાસે એકેય ઝાડ નહોતું. હવે અમને અમારી ભૂલ સમજાઇ, પણ હવે શું થાય? જો નાવમાં બેસવા જઇએ ને એટલામાં જ વખતે ક્યાંક સિંહ તરાપ મારે તો? અમે તો ત્યાં જ ઉભા રહ્યા ને સિંહ પાસે આવે તો સાથે બંદૂકો ફોડીને કાંતો એને

પૂરો કરવો કે કાં તો બેય જણે સાથે એના પંજામાં પડવું, એમ નક્કી કર્યું.

સિંહ કિનારાના ઉપરના ભાગમાં હતો. ઘડી પછી એણે બીજી ત્રાડ નાખી. સિંહ પેલી ભેખડ ઉપર છે એમ અમને લાગ્યું.

બીજી જ પળે અમે પાણીમાં એક ધબાકો સાંભળ્યો. મોભ મોભ જેવડાં મોજાં ઉછળ્યાં: નીચે કોઇ પ્રાણી પડ્યું. હું તો ભેખડ તરફ જોઇ રહ્યો હતો, ત્યાં મેં એક વિકરાળ જંગલી સિંહ જોયો.

એક પળમાં અમે ધારી લીધું કે નક્કી સિંહે કોઇ પ્રાણી ઉપર તરાપ મારી હશે ને ભયથી એ પ્રાણી નીચે પાણીમાં પડ્યું હશે.

પણ નીચે નજર કરતાં સિંહે અમને દીઠા હતા. પોતાનું ભક્ષ્ય જતું રહેવાથી એ ખૂબ ગુસ્સે થયો હશે.

એક બીજી ત્રાડ નાખીને સિંહ અમારી ઉપર કૂદવા તૈયાર થયો.

હવે અમારી ખરી કસોટી થવાની હતી. અમારી બંદુકો તો તૈયાર જ હતી, પણ વખતે નિશાન ખાલી જાય ને એક છલંગે સિંહ નીચે આવે તો એ એકાદ જણનો જીવ તો લેશે જ, એમ અમને લાગ્યું.

પણ બીજો એકેય ઉપાય નહોતો.

ભગવાનનું નામ લઇ અમે જામગરીઓ સળગાવી. ધડ ધડ: બે ગોળીઓ છૂટી. મોતના મોંમાં ઉભા રહીને અમે ફરી બંદુકો ભરી. વિકાળ ગર્જના કરીને સિંહ નીચે કૂદ્યો. અમને લાગ્યું કે હવે આવી બન્યું, બેય ગોળી ખાલી ગઇ હશે ને હવે નવી ગોળી છોડતાં પહેલાં તો સિંહ અહીં આવી પહોંચશે.

હવે શું કરવું?

પણ સારે નશીબે એક ગોળી સિંહને બરાબર લાગી ગઇ હતી. એ ત્રાડ પાડીને જેવો હેઠો પડ્યો એવો જ અધમુઓ થઇ ગયો હતો.

ગભરાતાં ગભરાતાં અમે એ જોયું. ફરી એક વાર અમે ગોળીઓ છોડી. આ વખતે બેય ગોળી બરાબર સિંહના માથામાં પેસી ગઇ.

એક ઘડી પછી સિંહ મરી ગયો.

અમે ઉગર્યા!

અમે એની પાસે દોડી ગયા. જોયું તો એ ૧૦-૧૨ હાથનો વિકાળ જંગલી સિંહ હતો. આમ નીચે રહીને આવા વિકાળ પ્રાણીના પંજામાંથી ઉગર્યા, એ માટે અમે ભગવાનનો પા'ડ માનવા લાગ્યા.

અમારા જીવ જરા હેઠે બેઠા એટલે વીરપાળે પેલું

જાનવર ક્યાં ગયું એ જોવા પાણી તરફ જોયું. પણ અચાનક એ બૂમ પાડી ઉઠયો: "અરે! ભોગ મળ્યા!"

હવે મારી નજર પણ એ તરફ ખેંચાઇ. મેં જોયું કે પેલું જાનવર તો ત્યાં નહોતું, પણ એ નીચે પડતાં બરાબર અમારી નાવ ઉપર પડયું હશે, ગભરાટમાં એ નાવની એક કોર ઉપર આવી ગયું હશે અને તેથી નાવ એક બાજુ ખૂબ નમી ગઇ હશે.

અમારો બધો સામાન બરાબર ગોઠવીને મૂકેલો હતો, પરંતુ નાવ આમ એકાએક એક બાજુએ નમી ગઇ, એટલે એ બધો સામાન નીચે પાણીમાં જઇ પડયો હતો. નાવમાં પણ પાણી પેસી ગયું હતું. અમે એકદમ એ તરફ દોડી ગયા.

પણ હવે શું થાય? થોડુંક ખાવાનું નાવમાં રહ્યું હતું, પણ એમાં પાણી ભરાઇ ગએલું. ચોખા, દાળ અને બીજી બધી ચીજો નીચે પાણીમાં પડી ગઇ હતી. એક ડૂબકી મારીને મેં નીચે તપાસ કરી, તો એક પેટી હાથ લાગી. વીરપાળે પણ એક પેટી બહાર કાઢી.

અમે બેય પેટીઓ ઉઘાડીને જોયું. વાસણોને તો કાંઇ થયું નહોતું, પરંતુ ખાવાની પેટીમાં પાણી પેસી ગએલું, એટલે બધું ખાવાનું પલળી ગયું હતું. પલળેલું ખાવાનું હવે બગડી જશે એમ લાગવાથી અમે ખવાય એટલું ખાઇને બાકીનું ફેંકી દીધું.

અમને તો હવે આ નવી ચિંતા થવા લાગી, હવે કાલથી અમારે ખાવું શું?

થોડીક વાર પછી જે થાશે એ ખરી, એમ ધારીને અમે ફરીથી નાવ પાસે ગયા ને એમાંથી બને તેટલું પાણી કાઢી નાખ્યું.

આ બધી ધમાલમાં રાત વીતી ગઇ. પહેલા પહોરનાં પંખીઓ મીઠાં ગીત ગાવા લાગ્યાં હતાં, અમે હવે ઉંઘવાની આશા છોડી દીધી ને રેતી ઉપર બેસી વાતો કરવા લાગ્યા.

ખળખળ વહી જતું પાણી, પંખીઓનાં મીઠાં ગાન, મંદ મંદ વહેતો પવન ને દૂર દૂરના ઉષાના રંગો જોતાં ઘડીક અમે અમારૂં બધું દુ:ખ ભૂલી ગયા. અમને થયું, આહા! કેવો મનોહર દેખાવ! આવો આનંદ તો કોઇ દિવસ નહોતો મળ્યો!

સૂરજ ઉગ્યો ને તડકો રેલાયો. અમે પેલી ભેખડ ઉપર ચડીને આસપાસ જોયું: દૂરદૂરથી નદીનાં પાણી આવતાં ને નીચે વહી જતાં, આસપાસ બન્ને કાંઠે ઘનઘોર જંગલ હતું. પંખીઓ અને જંગલી પ્રાણીઓ સિવાય ત્યાં એકેય માણસ અમને જણાતું નહોતું.

અમે સિંહનું ચામડું ઉતારી લઇને નાવ ઉપર સૂકવી દીધું. પછી મેં કહ્યું, "હવે તો આપણે આજનો દિવસ

૧૩૭૨૭ 

અહીં ફરીએ. કાંઇ શિકાર મળશે તો ઠીક છે, નહિ તો કાલે પાછા જવાની શરૂઆત કરી દઇશું. બેચાર દિવસ ગમે તેમ કરીને કહાડી નાખીશું ને એટલામાં કોઇ ગામ આવશે, તો ત્યાં ખાવાની ગોઠવણ કરી લઇશું.”

પણ કોણ જાણતું હતું કે અમારા નશીબમાં ઘરને બદલે ઘનઘોર જંગલનાં દુઃખો આવી પડવાનાં છે!

સારે નશીબે અમારી પાસે દારૂગોળો ઠીક જથ્થામાં હતો. અમે તો હોડીને ત્યાં જ રાખીને બેય બંદુકો, દારૂ-ગોળો ને ચકમક વગેરે લઇ જંગલમાં જવા લાગ્યા.

વસંતઋતુ હતી એટલે ઝાડપાન ખીલી ઉઠયાં હતાં. માણસનો પગરવ જ નહોતો એટલે બધાં વનફૂલોનો ઉપ-યોગ પંખીઓ સિવાય કોઇ નહોતું કરતું. ચારે કોર સુંદર વનફૂલોની સુગંધ મ્હેકી રહી હતી.

આગળ જતાં અમે એક ચારોળીનું ઝાડ જોયું. ઉપર સુંદર મોટાં ચારોળાં પાકી રહ્યાં હતાં. આવડાં મોટાં ચારોળાં અમે કદિય જોયાં નહોતાં. અમારી પાસે ખાવાનું ખૂટયું હતું. એમાં આવો સરસ કુદરતી ખોરાક જોઇને અમે તો ગાંડા જેવા થઇ ગયા. અમે બેય જણે ઉપર ચડી પેટભરીને ચારોળાં ખાધાં ને થોડાંક અમારાં મોટાં મોટાં ગજવામાં પણ ભરી લીધાં.

ચારોળાં ખાતા ખાતા અમે આગળ ચાલ્યા.

ચાલતાં ચાલતાં અમે કેટલાંક ઝાડ ઉપર નિશાન કરતા જતા હતા, જેથી સાંઝે પાછા બરાબર પેલી નાવ પાસે પહોંચી શકાય.

થોડેક આગળ જતાં અમે કોયલનો મીઠો ટહુકો સાંભળ્યો. શાંત જંગલમાં અપાર શાંતિ છવાઇ હતી ને એમાં કોયલનો ટહુકો ચારેકોર રેલાતો હતો. અમે તો ઘડીક થંભીને બે ચાર ટહુકા સાંભળ્યા. અમને થયું કે નક્કી આટલામાં કંઇક આંબાનું ઝાડ હશે. કોયલનો ટહુકો ડાબા હાથ તરફની ઝાડીમાંથી આવતો હતો. અમે તો ધીરે ધીરે એ તરફ જવા લાગ્યા. પંદર વીસેક ડગલાં ચાલ્યા, એટલે અમે એક સુંદર ઘટાદાર આંબો જોયો. ઉપર નાના નાના મરવા હીંચકા ખાતા હતા.

અમારી પાસે ચારોળાં તો હતાંજ, તેમાં વળી આ સરસ મરવા મળી ગયા!

અમે ધીમે ધીમે જતા હતા તોય કોણ જાણે કેવી રીતે કોયલ અમારો પગરવ સાંભળી ગઇ હશે! એ તો ફ્રૂરૂરૂ દઇને ઉડી ગઇ. મોટી ને કાળી કોયલ હવામાં તરતી તરતી કયાંય ચાલી ગઇ.

કોયલ ઉડી ગઇ એટલે અમે થોડાક મરવા પાડીને ખાધા ને થોડા ગજવાંમાં ભરી લીધા.

ખરા બપોર થયા હતા. અમને ખૂબ તરસ લાગી હતી.

એટલામાં ક્યાંય પાણી છે કે નહિ એની અમે તપાસ કરવા લાગ્યા, પણ પાણીનું ક્યાંય નામનિશાન નહોતું જણાતું. તરસે જીવ જાતો’તો. હવે શું કરવું?

પાછા નદીકાંઠે જઈએ ત્યાં સુધીમાં તો તરસે મરી જઈશું એમ લાગ્યું, હવે તો આટલામાં જ ક્યાંક પાણી મળે તો ખોળી કાઢવું, એવો અમે નિશ્ચય કર્યો. આંબા ઉપર ચડીને મેં જોયું તો દૂર પૂર્વમાં કંઈક તળાવ જેવું જણાયું, દોડતા દોડતા અમે એ તરફ ગયા.

એક ઘડી પછી અમે એક સુંદર કુદરતી તળાવ પાસે આવી પહોંચ્યા. અંદર ચોકખું ચણક પાણી હતું. અમે હાથ મોં ધોયાં ને પેટભરીને મીઠું પાણી પીધું.

તળાવના કાંઠા ઉપર મોટાં મોટાં ઝાડની શીતળ છાયા છવાઇ હતી. અમે એક મોટા ઝાડની છાયામાં જઈને નિરાંતે સૂતા.

નીચે કાદવમાં અને તળાવની પાળ ઉપર કેટલાંય જંગલી જાનવરના પંજા પડેલા હતાં, એટલે અહીં ઘણાં જાનવર પાણી પીવા આવતાં હશે, એમ અમને લાગ્યું.

પણ અમે આ જંગલમાં આટલું આટલું રખડ્યા હતા તેમ છતાં એકે જંગલી જાનવર અમને દેખાયું નહોતું. બે ત્રણ હરણ ને થોડાં ધોળાં સસલાં મળ્યાં હતાં.

તળાવકાંઠાની શીતળ છાયામાં વીરપાળ તો એક

ઘડીમાં ઉંઘી ગયો. મારી આંખેય મિચાઇ ગઇ.

અમે જાગ્યા ત્યારે સૂરજ છેક પશ્ચિમમાં નમી ગયો હતો: સૂર્યાસ્ત થવાને બહુ જ થોડી વાર હતી. હવે અમને અમારી બેકાળજી ઉપર બહુ પસ્તાવો થવા લાગ્યો. આ ઘનઘોર જંગલમાં અમે એટલું બધું રખડ્યા હતા કે જલ્દીથી પાછા નાવ પાસે જઈ શકાય એમ નહોતું. વાટમાં અંધારૂ પડી જાય તો ઝાડ ઉપરનાં નિશાનેય નહિ સૂઝે, એવી ફિકર અમને થવા લાગી.

હવે શું કરવું?

એટલામાં નીચે ઝાડીમાં કંઇક ખડખડાટ થયો. અમે ચમકીને એ તરફ જોયું તો એક જંગલી ભૂંડ દોડયું જતું જણાયું. વીરપાળે એક વાર બંદુક ઉંચકી, પણ મેં એને ના પાડી ને કહ્યું, "હવે આપણે દારૂગોળો ખૂબ સાચવવો પડશે. હવે તો શિકારના ખાલી આનંદને બદલે આપણો જીવ બચાવવા માટે એનો ઉપયોગ કરવો પડશે."

અમે એ રાતે નદીકાંઠે જવાનું માંડી વાળી, આ તળાવડીની પાસે જ કયાંક રાત ગાળવાનો નિશ્ચય કર્યો.

આવો નિશ્ચય કરવામાં અમારો એક હેતુ એ પણ હતો કે કદાચ અહીં એકાદ સિંહ કે વાઘ આવી ચડે તો એનો શિકાર કરવાનું ફાવી જાય.

એક નવું સાહસ કરવાનો ઠરાવ કરી, અમે એક ઉંચા

બેઠાના ઝાડ ઉપર ચડી ગયા. અમને ખબર હતી કે વાઘ કે સિંહ બાર તેર હાથ જેટલું ઉંચું કૂદી શકે છે, એટલે અમે તો બંદુકો લઇને પંદરેક હાથને છેટે ચડીને બેઠા.

રાત પડી. ઘનઘોર જંગલમાં ચારે કોર અંધારૂંઘોર થઇ ગયું. તે દિવસ પાંચમ હતી એટલે દશ ઘડી સુધી અમારે અંધારામાં જ બેસી રહેવાનું હતું.

રાત વધવા માંડી.

દૂર દૂર શિયાળવાં બોલતાં હતાં. વચ્ચે એક વાર ભૂંડણ ને એનાં બચ્ચાંનું એક ટોળું અમારા ઝાડ નીચે થઇને ચાલ્યું ગયું.

બે ત્રણ ઘડીઓ વીતી ગઇ. અમે ધાર્યું કે કદાચ વાઘસિંહનો શિકાર આજે નયે મળે.

આમ અમારો શિકારનો શોખ જરા નરમ પડતો હતો, ત્યાં અમે દૂર દૂર ફાઉડીનો અવાજ સાંભળ્યો. અમે ટટાર થઇ ગયા. ફાઉડી બોલે ત્યાં ત્યાં વાઘ કે સિંહ હોય છે, એવું ઘણી વાર સાંભળ્યું હતું. સાચે જ, બીજી જ પળે અમે દૂર એક ભયંકર ત્રાડ સાંભળી. એકાએક આ ભયંકર ત્રાડથી અમે સહેજ કંપી ઉઠ્યા. વીરપાળે અનુમાન કર્યું કે નક્કી આ કોઇ સિંહણની ત્રાડ છે. એટલામાં જ સિંહણના બચ્ચાની એક ત્રાડ પણ અમે સાંભળી, એટલે એ અનુમાન સાચું ઠરશે, એવી અમારી ખાત્રી થઇ.

થોડીજ વારમાં ચાર તગતગતી આંખો અમે દીઠી. અમે તૈયાર થઇ ગયા. સિંહણ ખૂબ ક્રૂર હોય છે અને તેમાંયે એના બચ્ચાંનો જીવ બચાવવા તો એ વિક્રાળરૂપ ધરે છે, એવી વાતો અમે સાંભળી હતી. એકવાર તો એને છંછેડવી જ નહિ, એવું પણ મન થઇ ગયું; પણ જ્યાં એ પાસે આવી ત્યાં ભગવાનનું નામ લઇને અમે જામ-ગરીઓ ચાંપી.

ઘનઘોર જંગલમાં બંદુકો ગર્જી ઉઠી. ધડ ધડ: દૂર દૂરથી એનો પડઘો પડયો: ધડ ધડ.

પણ વીરપાળ નિશાન ચૂકયો હતો! મારે બચ્ચાને વિંધવાનું હતું, એટલે એ પ્રમાણે મેં ગોળી છોડી હતી. આબાદ રીતે ગોળી બચ્ચાના માથામાં પેસી ગઇ અને એ ઉછળીને નીચે પડયું; પણ વીરપાળ નિશાન ચૂકયો હતો!

અમે બેય જણ ધ્રૂજી ઉઠયા. આહ! સિંહણની વિક્રાળ તગતગતી આંખો, ભયંકર ત્રાડ અને ખાલી ગયેલા નિશાનથી અમે કંપી ઉઠયા. હવે?

ભગવાનનું નામ લઇને અમે બંદુકો ફરી ભરી દીધી, પણ એટલામાં સિંહણે અમને જોઇ લીધા: એ બચ્ચાનું વેર લેવા તૈયાર થઇ.

ભયંકર ત્રાડ પાડીને સિંહણે એક કૂદકો માર્યો. દારૂ

દારૂને ઠેકાણે રહ્યો, જામગરી હોલવાઇ ગઇ ને અમે તો માંડ માંડ બંદુકો પકડી પેલી ડાળને વળગી રહ્યા.

અમારાથી બીજું થઇ પણ શું શકે? અમે 'રામ રામ' કરવા લાગ્યા, જરૂર, સિંહણ એકાદ જણને ઉપાડીજ જશે, એવી અમારી ખાત્રી થઇ ગઇ.

પણ હવામાં ઉછળીને સિંહણ એક વાર હેઠી પડી. એની ગણત્રીમાં એક જ હાથની ભૂલ થઇ હશે. ધબ્બાક દઇને એ હેઠી જઇ પડી. અમારામાં હવે કંઇક જીવ આવ્યો. અમે ચપોચપ જામગરી સળગાવી દીધી ને એક પળમાં નિશાન તાકયાં.

પણ સિંહણ કાંઇ નીચે પડી રહે? ખૂબ ખીજવાઇને બીજી ત્રાડ પાડી એ ફરી કૂદી.

ફરીથી ધડધડ કરતી ગોળીઓ છૂટી. એક ગોળી ખાલી ગઇ, બીજી એની પીઠમાં વાગી!

હવે તો સિંહણના ગુસ્સાનું પૂછવું જ શું? ઘુઉઉ કરતેકને એ કૂદી!

અમને થયું, જાણે કૂદીને મોત આવે છે! ધ્રૂજતા હાથે અમે ફરી ડાળ પકડી લીધી. આ હમણાં સિંહણ એકાદ જણને હેઠો પાડશે, એવી અમારી ચોક્કસ ખાત્રી થઇ ગઇ.

સાચે જ, સિંહણે ડાળ ઉપર આગલા બેય પંજા

ભેરવી દીધા હતા અને વાંકી વળી એ પાછલા પગ ભેરવવાની તૈયારી કરતી હતી!

હવે નહોતો બંદુક ભરવાનો વખત કે નહોતો જામગરી ચાંપવાનો વખત. અમારાં કાળજાં ફડફડી ઉઠયાં. અંતવેળા પાસે આવી, એમ જાણી અમે 'રામ રામ' પોકારી ઉઠયા.

પણ વીરપાળ કાંઇ ઉતરે એવો નહોતો! એણે વિજળીને વેગે એક ઉપાય શોધી કહાડયો. બંદુક પડતી મૂકીને ઝબ દઇને એણે કટાર ખેંચી કાઢી ને સિંહણના બેય પંજા ઉપર ફેરવી.

ખરેખર, વીરપાળ ફાવ્યો! સિંહણના આગલા બેય પંજા કપાઇ ગયા ને ધબ્બ દઇને એ હેઠી જઇ પડી. અરધી ભરેલી બંદુક પૂરી કરી મેં ફરી ગોળી છોડી. આ વખતે નિશાન બરાબર હતું. ગોળી બરાબર સિંહણના માથા સોંસરી નીકળી ગઇ. ઘુઉઉ ઘુઉઉ એમ બે ત્રણ ત્રાડો પાડી સિંહણ પડી.

હવે અમારા જીવ હેઠા બેઠા. ધીરે ધીરે અમે નીચે ઉતર્યા. વીરપાળે બંદુક ઉપાડી લીધી.

ખૂબ મહેનત કરીને અમે સિંહણનું ચામડું ઉતારી લીધું. બચ્ચાનું ચામડું પણ લઇ લીધું.

એટલામાં સવાર પડવા આવ્યું. પંખીઓ મીઠાં ગીત ગાવા લાગ્યાં.

તળાવમાં જઇને અમે હાથ મોં ધોયાં ને તળાવની પાળે ઘડીક આરામ લેવા બેઠા.

તળાવની ચારે કોર અપાર શાંતિમાં પંખીઓ મીઠાં ગીત ગાતાં હતાં. અમે તો રાતનું બધું દુ:ખ ભૂલી જઇને શાંતિથી આ મીઠાં ગીત સાંભળવા લાગ્યા. પણ સૂરજ ઉગ્યો એટલે પંખીઓ ઉડવા લાગ્યાં અમને પણ ભૂખ લાગવા માંડી. અમારાં ગજવાં તો ખાલી થઇ ગયાં હતાં, એટલે અમે પાછા કંઇક ફળફૂલની ખોળમાં નીકળ્યા.

દૂર દૂર કોયલ ટહુકતી હતી, અમે ધીરે ધીરે એ તરફ જવા લાગ્યા. વાટમાં એક બીલી હેઠળથી બે ત્રણ પાકાં બીલાં મળ્યાં, બીલાં ખાતા ખાતા અમે એક આંબા પાસે આવ્યા. આંબા ઉપર ચડીને મરવા લેવાનો અમે વિચાર કરતા હતા, ત્યાં પાસેની ઝાડીમાં સહેજ ખડખડાટ થયો. અમે ચમકીને એ તરફ જોયું. એક મોટું સસલું સર્રર્ર કરતું દોડી ગયું ને થોડી વાર પછી એક ધોળું બચ્ચું એની પાછળ દોડ્યું; પાછળ જ ધફ ધફ અવાજ થયો ને એક વરૂ દેખાયું. અમને હવે બધી વાત સમજાઇ ગઇ: પેલું સસલું તો દૂર દોડી ગયું હતું, પણ બિચારૂં બચ્ચું પકડાઇ જશે; એમ અમને લાગ્યું. એક પળમાં મેં બંદુક ભરી દીધી ને વીરપાળે જામગરી ચેતાવી. વરૂએ બાપડા બચ્ચાને પકડી પાડ્યું હતું, પણ ત્યાં તો ધનન્ન્ કરતી ગોળી છૂટી ને ઉછળીને વરૂ હેઠે પડ્યું.

પેલું બચ્ચું નીચે તડફડતું હતું. અમે વહેલા વહેલા એની પાસે દોડી ગયા. પણ અમને જોઇને તો એ ઉલટું વધારે ગભરાયું, ને ત્રણ પગે જરા જરા દોડવા લાગ્યું. દોટ મૂકીને અમે એને પકડી લીધું. વરૂએ બાપડાના એક પગે બચકું ભરી લીધું હતું, એટલે એમાંથી ખૂબ લોહી વહેતું હતું.

ગજવામાંથી રૂમાલ કહાડીને મેં બચ્ચાને પગે પાટો બાંધી દીધો. પછી એને લઇને અમે તળાવકાંઠે આવ્યા. પાટા ઉપર પાણી છાંટયું એટલે લોહી તો બંધ થયું, પણ બચ્ચાનું આખુંય શરીર થર થર ધ્રૂજતું હતું. એને તો હજી અમારી ખૂબ બીક લાગતી હતી. વારંવાર અમારી તરફ દયામણી નજરે જોઇને એ જાણે કહેતું હતું, “ મને છોડી દો, છોડી દો.” અમે એને ખૂબ પંપાળ્યું ને સીસોટીઓ વગાડી રાજી કરવા માંડયું.

મધ્યાહ્ન થવા આવ્યા એટલે અમે બચ્ચાને લઇને નદી તરફ જવા લાગ્યા.

થોડેક જતાં પેલું સસલું દૂર ઉભેલું જણાયું. અમને થયું કે આ બચ્ચાની એ વાટ જોતું હશે. અમને બચ્ચાનો સાથ છોડવો ગમતો નહોતો, પણ શું કરવું?

અમે તો બચ્ચાને છોડી મૂક્યું, એટલે ત્રણ પગે એ દોડવા લાગ્યું. અમે સહેજ દૂર ખસ્યા એટલે પેલું સસલું

એની પાસે દોડી આવ્યું ને એને લઈને ઝાડીમાં નાશી ગયું.

અમે આગળ ચાલ્યા.

ઝાડો ઉપરની નિશાનીઓ વડે અમે સહેલાઈથી નદી-કાંઠાની પેલી ભેખડ ઉપર આવી પહોંચ્યા. એકાએક અમને પહેલી રાતની બધી વાત યાદ આવી. અમે ઘડીક થંભી ગયા. એ જીવલેણ પ્રસંગ સંભારતાં અમારાં શરીર કંપી ઉઠયાં.

પેલાં ત્રણેય ચામડાં લઇને આજેજ હોડી હંકારીને પાછા જવાનું અમે નક્કી કર્યું હતું; પણ અમારા નશીબમાં સુખજ નહોતું સમાયેલું! જ્યાં અમે નીચે નજર કરી, ત્યાં તો હોડીનું નામ નિશાનેય ન જણાયું! અમારા પેટમાં ફાળ પડી. દોડતા દોડતા અમે નીચે પાણી પાસે જઇ પહોંચ્યા. હજી અમને આશા હતી કે કદાચ હોડી તળીએ ડૂબેલી પડી હશે. પણ અમારાં નશીબમાં જલદી ઘેર જવાનું નહિ લખ્યું હોય! હોડી ત્યાં નહોતીજ. ધારીને જોયું તો ઉંડે ઉંડે અમને લંગર એકલું પડેલું જણાયું.

હવે અમને લાગ્યું કે નક્કી, દોરડાની ગાંઠ છૂટી ગઇ હશે ને તેથી નાવ છૂટી થઇને તણાઈ ગઇ હશે.

હવે?

નીચાણમાં જતાં વખતે હોડી મળી આવે, એમ ધારીને અમે ખૂબ દૂર સુધી જોઇ આવ્યા, પણ કયાંય હોડીનો પત્તો ન લાગ્યો! નિરાશ થઇને અમે પાછા આવ્યા.

અમે તો રેતી ઉપર ફસડાઇ પડયા. અમને આશા હતી કે હોડી વડે આ ઘનઘોર જંગલમાંથી છેવટ ગમે તેમ કરીને પણ અમારો છૂટકો થશે: પણ હવે તો અમારા પગ ઢીલા થઈ ગયા. અમને થયું, હવે શું થશે?

બે ત્રણ ઘડી વિચારોમાં વીતી ગઈ. છેવટ ખૂબ વિચારો કરીને; એક તરાપો બાંધી, એના વડે સામે પાણીએ જવાનું અમે નક્કી કર્યું. બેએક વાંસડા તો જંગલમાંથી મળી રહેશે, એમ અમને લાગ્યું.

તે દિવસ તો સાંઝ પડી ગઇ હતી, એટલે તરાપો બાંધવાનો વખત રહ્યો નહોતો. આ રાત ગમે તેમ કરીને કહાડી નાખવી ને સવારે તરાપો બાંધી અહીંથી ચાલ્યા જવું, એમ અમે નક્કી કર્યું.

ધીમે પગલે અમે જંગલ તરફ ચાલ્યા.

કિનારાથી થોડે છેટે પીંપળાનું એક ઝાડ હતું. અમે આજની રાત એના ઉપર બેસી રહેવાનું ઠરાવ્યું.

આજ તો ખાસ કોઇ પ્રાણીને નહિ જ છંછેડવું, એમ અમે નક્કી કર્યું. છતાં જરૂર પડે તો કામ આવે એટલા માટે દારૂગોળાની થેલી અને બંદુકો અમે સાથે જ રાખ્યાં.

બે જુદી જુદી ડાળો ઉપર હું અને વીરપાળ ગોઠવાયા. પેલાં બેય ચામડાં એક તરફ લટકાવી દીધાં.

રાત પડી. અંધારૂ થયું.

અમે વાતો કરતા બેસી રહ્યા. વચ્ચે વચ્ચે કેટલાંય ભૂંડ ને શિયાળવાં જંગલમાંથી દોડી આવતાં ને પાણી પી ચાલ્યાં જતાં.

વચ્ચે એક ચિત્તો પણ પાણી પીને ચાલ્યો ગયો. જતાં જતાં ચિત્તો આમતેમ જોતો હતો, એટલે અમે ધાર્યું કે એને અમારી વાસ આવતી હશે, પણ છેવટ એ જંગલ તરફ જતો રહ્યો. અમે કાંઈ બોલ્યા વિના જ બેસી રહ્યા.

પણ એક રીંછે અમને શાંતિથી બેસી રહેવા ન દીધા. કોણ જાણે એણે અમને કેવી રીતે જોઇ લીધા હશે! એ તો પીંપળા નીચે આવીને તાકી તાકીને અમારી સામું જોવા લાગ્યું ને કુંકું કરવા લાગ્યું.

ઘડીક તો અમે એનો ખેલ જોઇ રહ્યા, પણ રીંછ તો ઉલટું ખૂબ ખીજાઇને જોરથી કુંકું કરવા લાગ્યું.

વીરપાળે ગમ્મત કરવા એક નાની ડાળખી તોડીને એના તરફ ફેંકી. જાણે બીધું હોય એમ એકવાર તો એ પાસેની ઝાડીમાં નાશી ગયું, પણ તરત જ આવીને પાછું વધારે જોરથી કુંકું કરવા લાગ્યું.

રીંછ જ્યારે ફરીવાર બહાર નીકળ્યું ત્યારે એની પાછળ ફરીથી પાંદડાં ખખડ્યાં હતાં, પરંતુ અમારા દુર્ભાગ્યે અમે એ ખડખડાટની કાંઇ દરકાર કરી નહોતી.

રીંછ તો હુંહું કરતું જ હતું, અમે એને ડાળીઓ મારીને ખીજવતા હતા, ત્યાં એકાએક 'ઓ બાપરે' કરીને વીરપાળ હેઠો પડયો! હું ચમકી ઉઠ્યો. જોયું તો પેલી ડાળ ઉપર એક રીંછણ ચડી આવેલી જણાઇ! પહેલાં તો હું ખૂબ ગુંચવાઇ ગયો, પણ તરત જ મને વીરપાળની ચિંતા થવા લાગી. બંદુક તો તૈયાર હતી જ, પેલા રીંછને પહેલું પૂરૂં કરવું પડશે, એમ ધારીને મેં જામગરી ચેતાવી ને નિશાન તાકયું.

પેલું વિક્રાળ રીંછ જ્યાં વીરપાળ તરફ ધસતું હતું, ત્યાં જ મેં એને ગોળાથી વિંધી નાખ્યું.

પણ હવે રીંછણનું શું કરવું?

હું ફરી બંદુક ભરૂં એટલામાં તો એ નીચે કૂદી વીરપાળને ઉઝરડી નાખે એમ હતું. સાચે જ, રીંછણ નીચે કૂદી પડી હતી! બંદુક પડતી મૂકી, હાથમાં કટાર પકડીને મેં નીચે ભૂસકો માર્યો.

હું બરાબર રીંછણની નજીકમાં જ પડ્યો હતો, એટલે વીરપાળને પડતો મૂકી, હુંહું કરતી એ મારા ઉપર ધસી. પણ હું તો તૈયાર જ હતો. વાયુ વેગે દોડી જઇને મેં એના

પેટમાં કટાર ખોસી દીધી. ધબ દઇને રીંછણ નીચે પડી.

પણ અમારૂં નશીબ ચાર ડગલાં આગળ જ હતું. મેં વીરપાળની પાસે જઇને જોયું, તો એને તમ્મર આવી ગઇ હતી. નીચે બેસી એક રૂમાલ વડે હું એને પવન નાખવા મંડયો.

થોડીવારે વીરપાળે આંખ ઉઘાડી. મેં એને ઉભો કરવા માંડયો. પણ અફસોસ! અણધારી રીતે નીચે પડવાથી એનો એક પગ મચકોડાઇ ગયો હતો. એને સખ્ત દુઃખ થાતું'તું.

પરંતુ અહીં નીચે પડી રહેવાનું પાલવે એમ નહોતું. જેમ તેમ કરીને પીંપળાના વાંકા વળેલા થડ ઉપર મેં એને ચડાવી દીધો. બંદુક ને બળતી જામગરી લઇને હું પાસે બેઠો.

આખી રાત વરૂ અને શિયાળવાંએ દોડાદોડ કરી મૂકી, પણ અમે કોઇને છંછેડયાં નહિ.

એમ કરતાં સવાર થયું, એટલે મેં ધીરે રહીને વીરપાળને નીચે ઉતાર્યો.

હવે અમને અમારા દુર્ભાગ્યને લીધે બહુ દિલગીરી થવા લાગી. ખાવાનું બગડયું, હોડી જતી રહી ને આ અણધારી ઉપાધિ આવી પડી!

હવે તો જ્યાં સુધી વીરપાળને પગે સારૂં ન થાય ત્યાં સુધી અહીંથી કયાંય નહિ ખસાય એમ અમને લાગ્યું.

અમને ભૂખ તો કકડીને લાગી હતી. ગજવામાં કાંઇ નહોતું, એટલે વીરપાળના હાથમાં ભરેલી બંદુક આપી હું કંઇક ફળફૂલની શોધમાં નીકળ્યો.

થોડાંક બોર ને ચારોળાં લઇને હું પાછો આવતો હતો, ત્યાં મેં શકરીઆં જેવા કંદમૂળના છોડ જોયા. અમારા બાગમાં આવો એક છોડ હતો, એ ઉપરથી હું એને ઓળખી ગયો.

પાંચ સાત છોડ સાથે ઉગ્યા હતા. મેં હળવે રહીને બધાય છોડ કંદ સાથે કાઢી લીધા.

ફળ ખાઇ ખાઇને અમે કંટાળી ગયા હતા, એટલે આજ તો આ કંદ મળી ગયા તેથી મને ખૂબ આનંદ થવા લાગ્યો.

વીરપાળ પાસે આવી થોડુંક બળતણ ભેગું કરીને મેં પેલા કંદ શેકયા.

કંદમૂળ અને બોર ખાતાં ખાતાં અમને ઋષિમુનિઓ સાંભરતા હતા. આવા દુઃખમાંય અમને હસવું આવ્યું. હસતાં હસતાં અમે એક બીજાને 'ઋષિજી' 'ઋષિજી' કહેવા લાગ્યા.

સાગનાં બેચાર પાંદડાંનો એક મોટો પડીઓ કરી હું વીરપાળ માટે પાણી લઇ આવ્યો.

ખાઇ પીને તાજા થયા એટલે ચારપાંચ દિવસ સુખેથી રહી શકાય એવી જગ્યા અમે ખોળવા લાગ્યા.

જંગલની ઉત્તર દિશાએ એક ડુંગર દેખાતો હતો. એ તરફ ગાઢું જંગલ હશે, એમ ધારી અમે ત્યાં ગયા નહોતા. પણ હવે ચાર પાંચ દિવસ ગાળવા માટે ત્યાં જઇને એકાદ ગુફા ખોળી કાઢવાનું અમે નક્કી કર્યું; કારણકે રાત્રે ઝાડ ઉપર સૂવાનું ફાવતું નહોતું; વળી જંગલી જાનવરોની બ્હીક પણ બહુ રહેતી હતી.

છેવટે રામનું નામ લઇને મેં વીરપાળને ખભા ઉપર ઉંચકી લીધો, સિંહનું એક ચામડું પણ સાથે લીધું, અને પેલા ડુંગર તરફ ચાલવા માંડયું.

કેટલુંય ચાલ્યા પછી અમે ડુંગરની તળેટીમાં આવી પહોંચ્યા.

એક નીચા ઝાડ ઉપર વીરપાળને બેસાડીને હું એકાદ ગુફા શોધવા નીકળ્યો.

ડુંગર ઉપર થોડુંક ચડીને મેં જોયું, તો એક તરફ અર્ધાએક ગાઉ ઉપર એક સુંદર ને મોટું સરોવર જણાયું, હું તો એકીટશે એ સુંદર સરોવર તરફ જોઇ રહ્યો. મને

થયું કે એ સરોવર પાસેજ ક્યાંક ગુફા જેવું મળી જાય, તો ખૂબ મઝા પડે.

હોંશભેર હું એ તરફ ગયો.

ખરેખર, મારી આશા પૂરી પડી. દૂરથી મને એક ગુફા જણાઇ.

હું જાણતો નહોતો કે ગુફામાં શું હશે? હૈયે હિમ્મત રાખી, જામગરી સળગાવી હું તો ગુફા પાસે આવ્યો.

ગુફા પાસે આવીને પહેલાં તો મેં અવાજ કર્યો, મેં ધાર્યું હતું કે જો કોઇ હિંસક પશુ અંદર હશે તો આ અવાજથી ઘુરકીને બહાર આવશે, ને મને અહીં જોશે, તે પહેલાં તો હું એને ગોળીથી ઠાર કરીશ.

બે ચાર અવાજ કર્યા, પણ કાંઇ જણાયું નહિ. મને લાગ્યું કે કદાચ ગુફા ખાલી પણ હોય.

હું ગુફામાં પેઠો.

મોટી વિશાળ ગુફા જાણે કુદરતે નિરાંતે બેસીને ઘડી હતી! શરૂઆતનો રસ્તો જરા સાંકડો હતો, પણ અંદર જતાં ગુફા મોટી લાગતી હતી. મેં એક તરફ જોયું, તો મને થોડાંક સૂકાં હાડકાં પડેલાં જણાયાં, હવે મને દહેશત લાગવા માંડી કે વખતે આ વાઘસિંહની બોડ હશે.

મેં એક વાર જોરથી હોંકારો કર્યો, ગુફા આખી

ગાજી ઉઠી. પણ તરત જ પાછી શાંતિ છવાઇ ગઇ. મને લાગ્યું કે નક્કી અહીં કોઇ હિંસક પ્રાણી પહેલાં રહેતું હશે, પણ હમણાં તો ગુફા ખાલી જ છે. હવે હું હરખભેર વીરપાળને તેડવા ગયો.

ગુફાની વાત સાંભળી વીરપાળ પણ રાજી થયો.

એક ઘડીમાં અમે અમારી નવી જગામાં સુખરૂપે પહોંચી ગયા. મેં એક જગ્યાએ સાફસુફ કરીને વીરપાળને ત્યાં સુવાડયો. પછી ગુફાના બારણા આડો એક પત્થર મૂકી, હું પણ વીરપાળની પાસે નિરાંતે આરામ લેતો પડયો.

આવા જંગલમાં થએલી અવદશામાં અચાનક આટલું સુખ મળી ગયું, એથી અમને ખૂબ આનંદ થવા લાગ્યો.

મને પેલા સરોવરને કાંઠે બેસીને આનંદ લેવાનું ઘણું મન થતું હતું, પણ વીરપાળને એકલો મૂકીને ખસાય તેમ નહોતું. વળી થાક પણ પુષ્કળ લાગ્યો હતો, એટલે હવે એક રાત ગાળીને બીજી સવારે અમારે બન્નેએ સરોવર કાંઠે ખૂબ આનંદ કરવો, એમ નક્કી કર્યું.

રાત આખી ઘસઘસાટ ઉંઘ લઇને અમે પ્રાતઃકાળમાં જાગ્યા, પત્થર ખસેડીને બહાર નીકળી મેં આસપાસ જોયું.

હજી સવાર પડવાની વાર હતી. દૂર પૂર્વમાં ઉષાના

મનોહર રંગો દેખાતા હતા, આસપાસની શાંતિમાં પંખીઓનાં મીઠાં ગીત ચોમેર રેલાતાં હતાં.

મારૂં હ્રદય હરખથી નાચી ઉઠ્યું. વહેલે વહેલે અંદર જઇને હું વીરપાળને બહાર ઉંચકી લાવ્યો.

બે ત્રણ ઘડી સુધી એક ઉંચા પત્થર ઉપર બેસી અમે આ અપૂર્વ કુદરતી દેખાવ જોયા કર્યો.

એકાએક દૂર દૂર પૂર્વમાં અમે હંસોના મીઠા અવાજ સાંભળ્યા. આતુરતાથી અમે એ તરફ જોઇ રહ્યા. અમને લાગ્યું, કે કદાચ હંસો આ સરોવરને કાંઠે આવતા હશે.

ખરેખર, બીજી જ પળે દૂર દૂર ધોળી સફેદ પાંખો હાલતી જણાઇ! હું તો ઉભો થઇ ગયો. વીરપાળ પણ બેઠો થઇને હંસો તરફ જોઇ રહ્યો.

સુંદર ધોળા હંસોનું એક ટોળું સરોવર પાસે આવી પહોંચ્યું.

ટોળામાં પાંચ સાત નાનાં બચ્ચાં પણ હતાં.

બધા ય હંસ પાણી પાસે ઉતર્યા.

સરોવરના સ્વચ્છ જળમાં ન્હાતા ને રમત કરતા હંસોના ટોળા સામું જોતાં જોતાં અમે હરખથી નાચી ઉઠ્યા.

એકાદ હંસ કે એનું બચ્ચું અમને મળી જાય તો કેવું! એમ થવા લાગ્યું, પણ બીજી જ પળે આવાં આનંદી ને સુખી પંખીને વિખુટાં પાડવાનો જીવ ન ચાલ્યો, એટલે અમે શાંતિથી એમના આનંદી ખેલો જોયા જ કર્યા.

સૂરજ ઉગ્યો ને પંખીઓ ચણ ચણવા ઉડયાં. હંસો તો પાણીમાં રમત રમતા જ હતા, હવે અમે ધીરે ધીરે સરોવર કાંઠે જવાનો વિચાર કર્યો.

વીરપાળને ખભે ઉંચકી, હળવે હળવે હું સરોવર પાસે આવી પહોંચ્યો. રસ્તામાં એક છોડ તરફ જોઇને વીરપાળે એ ખોદી લેવાનું કહ્યું. હળવે રહીને નીચે બેસી મેં એ છોડ ખેંચી લીધો: પગની મચકોડ ઉપર આ છોડનાં મૂળીઆં ઠીક ઉપયોગી થઇ પડે છે, એમ વીરપાળ જાણતો હતો.

પણ જ્યાં અમે સરોવરનાં પાણી પાસે જઇ પહોંચ્યા ત્યાં તો હંસોએ ઉંચી ડોકે અમારી તરફ જોયું, અમે કોઇ શિકારીઓ હઇશું, એમ એમને લાગ્યું હોય કે ગમે તેમ, પણ એક પછી એક એમ બધાય હંસો અવાજ કરતા કરતા ઉડી ગયા.

અમને હંસોની રમત જોવાનું ઘણુંય મન હતું, પણ હવે શું કરવું? છેવટ એક પત્થર ઉપર મેં વીરપાળને બેસાર્યો, સરોવરમાંથી પાણી લાવી પાસેના એક નાના

પત્થર ઉપર મેં પેલા છોડનાં મૂળીઆં ઘસ્યાં ને વીરપાળે પગે એનો લેપ કર્યો.

હવે તો મને સરોવરના સ્વચ્છ પાણીમાં દૂર દૂર સુધી તરી આવવાનું મન થવા લાગ્યું, વીરપાળ મારો વિચાર સમજી ગયો હશે, એટલે એ બોલી ઉઠ્યો, "હા, તમે હવે નાહી લ્યો."

એક ઉંચી જગ્યાએથી 'હરહર મહાદેવ' કરીને મેં સરોવરમાં ધૂબકો માર્યો.

સરોવરનાં પાણી સાથે રમતાં રમતાં કેટલી ઘડીઓ વીતી ગઇ, એની મને ખબર ન રહી. આખો દિવસ આંહી તર્યા જ કરૂં, એવું મન થઇ જવા લાગ્યું; પણ વીરપાળની વાત યાદ આવી અને મનેય જરા જરા ભૂખ લાગવા માંડી એટલે હું બહાર નીકળ્યો.

થોડાંક ફળ ને કંદમૂળ વડે અમે એ દિવસે અમારી ભૂખ ભાગી.

બપોરે ગુફામાં જઇને સૂતા.

* * *

ગુફામાં બાર દિવસ વીતી ગયા.

સુંદર હંસોની રમતો જોતાં, નાનાં મોટાં સસલાં ને હરણાંના કુદકા જોતાં અને મીઠી વાતો કરતાં આ બાર દિવસ સહેલાઇથી નીકળી ગયા.

પેલાં મૂળીઆંનો લેપ કરવાથી વીરપાળને પગે હવે સારૂં થઇ ગયું હતું. વચ્ચે એકવાર ડુંગરની ટોચે જઇને મેં જોયું હતું કે બીજી તરફ થોડે છેટે એક ધોરી માર્ગ છે, ને જરા દૂર નાનાં ગામડાં પણ છે.

અમે હવે નક્કી કર્યું, કે નદીને રસ્તેથી જવાને બદલે, આ તરફ ઉતરીને ચાલતા ચાલતા એકાદ ગામ જઇ પહોંચવું અને ત્યાંથી જેમ તેમ કરીને વહેલા ઘેર પહોંચી જવું.

તેરમા દિવસની સવારે હંસના મીઠા અવાજો સાંભળતા સાંભળતા અમે ડુંગરની ટોચે પહોંચી ગયા.

પણ બીજી તરફ નીચે ઉતરવાનું કામ ખૂબ વિકટ હતું. જો જરાક પગ ચૂકાય તો એકદમ નીચે ગબડી પડાય તેમ હતું, એટલે અમે તો ઝાડની ડાળીઓ ને મોટા પત્થરોની મદદ વડે ધીરે ધીરે નીચે ઉતરવા મંડયા

છેક બપોરે અમે તળેટીમાં પહોંચી શકયા.

વાટમાં કાંઇ ખાઇ શકાય એવાં ફળ મળ્યાં નહોતાં, ભૂખ તો કકડીને લાગી હતી: હવે શું કરવું?

અમે તો પહેલું ખાવાનું શોધવાનો વિચાર કરી આમ-તેમ રખડયા.

ખૂબ રખડયા ત્યાર પછી અમને થોડાંક બોર ને સક્કરકોળાના બેચાર કંદ મળી ગયા.

બળતણ ભેગું કરી અમે કંદ શેકી લીધા. બોર ને કંદથી અમારી ભૂખ તો કંઇક ઓછી થઇ, પણ તરસે જીવ જાતો'તો. એટલામાં ક્યાંય પાણી નહોતું જણાતું. છેક પાસે કોઇ ગામ તો જણાતું જ નહોતું.

અમે તો આમતેમ રખડીને ક્યાંક પાણી મળે તો ખોળવા લાગ્યા. પણ નિષ્ફળ! ક્યાંય પાણીનું નામનિશાન નહોતું મળતું. અમને થયું, અરે પ્રભુ, આટલા દિવસ બચાવ્યા, પણ આજ તો તરસે મરી જઈશું.

પણ એમ કાંઇ પાણી મળી જાય? અમે તો લથડતા પગે આમતેમ ફરવા લાગ્યા.

ફરતાં ફરતાં ડુંગરાની એક બાજુએ ઝાડના ઝુંડમાં અમને એક ગુફા જેવું જણાયું. અમે દોડીને એની પાસે જઈ પહોંચ્યા: વાઘ કે સિંહની બૉડ પાસે જતાં જ વાસ ઉપરથી અમે ઓળખી લેતા કે આ કોઇ હિંસક પશુની બૉડ હશે, પણ આ ગુફા તો સરસ લાગતી હતી. આસપાસ બધે સાફસુફ લાગતું હતું, જાણે કોઈ માણસો અંદર રહેતાં હોય એમ અમને લાગ્યું.

અમે યોગીઓની વાતો સાંભળી હતી, એટલે માની લીધું કે અહીં કોઇ યોગી રહેતા હશે.

હવે અંદર જઇ પાણી પી શકીશું, એમ જાણીને અમને આનંદ થયો.

ગુફા આડો એક પત્થર હતો. પત્થર ખસેડીને અમે અંદર ગયા.

અમને પહેલા ઓરડામાં કાંઇ ન જણાયું, બધું ખાલી ખાલી હતું. એક તરફ એકાદ તરવાર પડી રહી હતી. પણ એ ઓરડો વટાવીને અમે જ્યાં અંદર ગયા, ત્યાં તો દિંગ થઇ ગયા. "અરે! આ શું?"

અંદર ચારે કોર કેટલુંય ઝવેરાત પડયું હતું! એક તરફ મોટાં મોટાં હથિયાર પડયાં'તાં.

અમે ખૂબ તપાસ કરી. છેવટ અમને ચોક્કસ સમજાયું, કે આ તો કોઇક લુંટારાની ગુફા છે! પેલા ધોરી માર્ગ ઉપર કે બીજે કોઇ ઠેકાણે લુંટ કરીને એ લોકો આ ગુપ્ત સ્થળે લુંટનો માલ ભરતા હશે, એમ અમે ખાત્રીથી માન્યું.

અચાનક અમારી નજર ગુફાના પાછલા ભાગ તરફ ગઇ, તો ત્યાં એક સુંદર ને સ્વચ્છ ઝરણું જણાયું. અમે તો દોડીને પેલા ઝરામાંથી પાણી પીધું ને ઘડીક ચાં બેઠા.

ગુફાની અગાધ શાંતિમાં, સફેદ પત્થરો સાથે અથડાઇને મીઠો ખળખળ અવાજ કરતું ઝરણું વહ્યું જતું હતું. અમે શાંતિથી એ મધુર ખળખળાટ સાંભળવા લાગ્યા.

પણ એકાદ ઘડી પછી અમને દહેશત લાગવા માંડી કે વખતે પેલા લુંટારાઓમાંથી કોઇ અહીં આવી ચડશે તો?

ગુફામાંથી બહાર નીકળીને અમે પેલા ધોરી માર્ગ તરફ જવા માંડયું. બે ચાર ઘડી પછી અમે એક ઘનઘોર વડલા પાસે આવી પહોંચ્યા.

આ ઘનઘોર વડલાની નીચે ઘડીક થાક ખાવાનો અમે વિચાર કર્યો. વડની શીતળ છાયામાં જ્યાં અમે બેસવા જતા હતા, ત્યાં અચાનક અમે એક બાજુએ રાખોડીના નાના નાના ઢગલા અને એક બે ભાંગેલી ચલમો જોઇ.

પહેલાં તો અમને જરા નવાઇ લાગી કે આ ઘનઘોર જંગલમાં, આવા એકાંત સ્થળે કોણ રહેતું હશે?

પણ તરત જ અમને સમજાયું, કે કદાચ આ પેલા લુંટારાઓને બેસવાની જગ્યા પણ હોય! થોડે જ છેટે ધોરી માર્ગ આવેલો હતો, એટલે અમને આ અનુમાન સાચું જ છે, એવી ખાત્રી થઇ.

એકાએક એક નવું સાહસ કરવાનો અમે વિચાર કર્યો.

સિંહ અને વાઘની સાથે તો અમે ખૂબ લડયા હતા; હવે એકવાર આ લુંટારાઓ જોવાનું અને જરૂર પડે તો એમની સામે થવાનું અમે નક્કી કર્યું.

કોઇ ગામ ખોળવાનું માંડી વાળીને અમે નક્કી કર્યું, કે આજ સાંઝે આ વડલા ઉપર સંતાઈને બેસવું, ને જો રાત્રે લુંટારાઓ આવે તો એમની વાતો સાંભળવી.

આખો દિવસ આમતેમ રખડીને અમે સાંઝ પડતાં વડની એક મોટી ડાળ ઉપર ચડીને બેઠા.

અમે નક્કી કર્યું, કે આજ લુંટારા અહીં ન આવે તો પછી કાલે ઘર તરફ ચાલ્યા જવું.

અંધારૂ થયું. દૂર દૂર જંગલી જાનવરો બોલવા લાગ્યાં. એટલામાં અમે ઘોડાઓની તબડકી સાંભળી. અમે હોશિયાર બની ગયા.

બીજી જ ઘડીએ તબડાક તબડાક કરતા ચાર ઘોડેસ્વારો વડ નીચે આવી પહોંચ્યા. અમે ચુપકીથી એમના સામું જોઇ રહ્યા.

ચારેય જણે વિચિત્ર પોશાક પહેર્યો હતો, દરેકના હાથમાં એક એક ખુલ્લી તરવાર હતી.

વડ પાસે આવીને ચારેય જણ ઘોડા ઉપરથી નીચે ઉતરી પડયા. લગામ કાઢી લઇને ઘોડાને ચરવા છોડી મૂકી, ચારેય જણ વડ હેઠળ આવ્યા ને નીચે બેઠા.

નીચે બેસીને એક જણે દેવતા સળગાવ્યો.

ચલમ ફૂંકતાં ફૂંકતાં ચારેય જણ અંદર અંદર વાતો કરવા લાગ્યા. અમે બરાબર એમના માથા ઉપરની ડાળ ઉપર જ બેઠા હતા, એટલે એમની વાતચીત અમે સાંભળી શકીએ એમ હતું, પણ ખૂબ ધ્યાન આપ્યા છતાં ય એમની વિચિત્ર ભાષા અમને સમજાતી નહોતી!

મહા મહેનતે છેવટ અમે એટલું સમજી શકયા કે આ લોકો આવતી કાલે કોઇને લુંટવાનો વિચાર કરે છે.

અમે એજ વખતે નિશ્ચય કર્યો કે કાલે અહીં રહીને કોઇને બચાવી શકાય તો જરૂર બચાવવું.

અમે જે ડાળ ઉપર લપાઇને બેઠા હતા, તે ખૂબ મોટી હતી. પાંદડાના ઘેરાએ અમને ઢાંકી દીધા હતા, તો ય અમને બીક લાગતી હતી, કે વખતે પેલા લુંટારાઓ અમને જોઇ જશે; તો સહેલાઇથી તેઓ અમને મારી શકશે. એવામાં એકવાર વીરપાળને સહેજ ઝોકું આવ્યું, એટલે ડાળ હાલી ને સહેજ અવાજ થયો!

ચારેય લુંટારાએ ઉંચુ જોયું. અમારાં કાળજાં ધબકવા લાગ્યાં. લાગ્યું કે જરૂર, આ વખતે અમે ખરેખરા ફસાઇ ચૂકયા!

અમે તો પાછા લપાઇને ચૂપકીથી બેસી રહ્યા. આસપાસ પાંદડાનો ઘેરો હતો, એટલે પેલા લોકોની નજરે અમે નહિ પડયા હોઇએ.

લુંટારાઓ પાછા વાતો કરવા લાગ્યા.

થોડીક વાર પછી એમણે ઉભા થઇને 'ભુરી' 'ભુરી' એવો કંઇક અવાજ કર્યો, એટલે તરતજ પેલા ચારેય ઘોડા એમની પાસે આવી પહોંચ્યા.

ઘોડા ઉપર બેસીને એક જણ પેલી ગુફા તરફ ગયો, ને બાકીના ત્રણે જણ જંગલમાં બીજી તરફ કયાંક ચાલ્યા ગયા.

હવે અમે ધીરે ધીરે વાતો કરવા લાગ્યા. અમારૂં અનુમાન સાચું હોય ને એ દુષ્ટ લુંટારાઓ કોઇને લુંટવાના હોય, તો અમારે એમની સામે થવું, એવો અમે નિશ્ચય કર્યો.

ઘડીક વાતો કરીને ને ઘડીક ઝોકાં ખાઇને અમે તે રાત પસાર કરી.

બીજે દિવસે અમે જંગલમાંથી ફળમૂળ વીણીને પેટ ભર્યું. પેલી ગુફા પાસે જઇને જોયું તો અંદર કોઇ ન જણાયું, એટલે અમે અંદર ગયા ને ઝરાનું મીઠું પાણી પીધું.

સાંઝ પડતાં અમે પેલા વડ પાસે આવી પહોંચ્યા.

સાંઝ પડી.

સૂર્ય ભગવાન આથમવાની તૈયારી કરતા હતા, દૂર દૂરથી પંખીઓ માળા તરફ ઉડી આવતાં હતાં, એવામાં અમે દૂર પશ્ચિમે ધૂળના ગોટેગોટ ઉડતા દીઠા.

આટલી ધૂળ શાથી ઉડે છે, એ જોવા અમે એક ઝાડ ઉપર ચડી ગયા.

પહેલાં તો અમે ધાર્યું હતું, કે એ કદાચ પેલા લુંટારાઓની ટોળી હશે.

પણ એ તો કોઇ વણઝારાની પોઠ હતી. વચ્ચે લાખા વણઝારાની ઘોડી હતી.

હવે અમને પેલા લુંટારાઓની બધી વાત સમજાઇ ગઇ! એ લોકોએ આટલામાંજ આ બિચારાઓને લુંટવાનો વિચાર કર્યો છે, એમ અમે ચોક્કસ માની લીધું.

હવે તો એક પળેય ગુમાવ્યા વિના, એ પોઠ પાસે પહોંચી જવાનો અમે વિચાર કર્યો.

ઝાડ ઉપરથી ઉતરીને દોડતા દોડતા અમે પેલી પોઠની સામે ગયા.

ગુણો ઉપાડીને ધીરે ધીરે બળદો ચાલતા હતા. એમના ગળામાં બાંધેલી ઘંટડીઓના મીઠા અવાજ ચોમેર રેલાતા હતા. વચ્ચોવચ્ચ લાખા વણજારાની કાઠી ઘોડી ચાલતી હતી. પાછળ આઠ દશ ઘોડેસ્વારો હાથમાં તરવારો ને બંદુકો લઇને ચાલતા હતા, એ લોકો આ પોઠના રખેવાળ હશે, એમ અમે ધારી લીધું.

લાખો વણજારો અને એનાં માણસો અમને જોઇને પહેલાં તો ગભરાયાં.

અમે પાસે જઇને કહ્યું કે "અમારે પણ તમારી સાથે મુસાફરી કરવી છે." વણજારાએ ઘડીક તો અમારા સામું જોયા કર્યું. છેવટ એને લાગ્યું હશે કે અમે કોઇ લુંટારા નથી, એટલે રાજી થઇને એણે અમને સાથે લીધા.

પણ અમે કોઇને પેલા લુંટારાઓની વાત કરી નહિ, કારણ એ સૌ લુંટારાઓથી ખૂબ બ્હીતા હતા; એમ અમે એમની વાતો ઉપરથી સમજી શકયા હતા.

અમને લાગ્યું કે વખતે લુંટારાઓની વાત સાંભળી એ લોકો બહુ ગભરાશે ને નાશભાગ કરી મૂકશે. આથી અમે કાંઇ બોલ્યા વિના એમની સાથે ચાલવા માંડયું.

એક ઘડી વીતી ગઇ. સાથે બે ત્રણ ભોમિયા હતા, એટલે સૌ નિરાંતે ચાલતાં હતાં.

રસ્તાનો વાંક વળ્યો. પેલા ડુંગરાની ખૂબ પાસે થઈને અમે ચાલવા લાગ્યા.

એક તરફ ઉંચો ડુંગરો ને બીજી તરફ મોટાં મોટાં ઝાડ આવી ગયાં. અમને આ જગ્યા જરા વિકટ લાગવા માંડી. અમને થયું કે વખતે પેલા લુંટારાઓ આવી જગ્યાએ આવી ચડે તો?

વીરપાળે લાખા વણજારાને પૂછ્યું, "તમે આવા જંગલમાં આમ રાત્રે મુસાફરી કેમ કરો છો?"

લાખા વણજારાનેય આ મુસાફરી ગમતી નહોતી, એનેય લુંટારાઓની ખૂબ બ્હીક લાગતી હતી. એણે કહ્યું,

"બાપુ, આટલું જંગલ વટી જઈએ એટલે મારી બ્હેનનું ગામ આવશે. કાલે જ ત્યાંથી એક માણસ આવ્યો હતો ને 'બ્હેન ખૂબ માંદાં છે,' એવો સંદેશો લાવ્યો હતો. આ બધાંને આવા જંગલમાં મૂકીને જવાનું મન થતું નથી, એટલે જેમ તેમ કરીને........"

પણ લાખો વણજારો જ્યાં વાત પૂરી કરે, ત્યાં તો એ....ઇ.... કરતેકને દસબાર જંગલી ઘોડેસ્વારો પેલા ડુંગરા ઉપરથી ઉતરી આવતા અમને જણાયા! અંધકારમાં એમના કાળા ઓળા ભયંકર લાગતા હતા.

જે બ્હીક રાખી હતી તે જ આગળ આવી ગઈ! અમે સૌને વાતવાતમાં કહી રાખ્યું હતું, કે "કદાચ લુંટારા આવી ચઢે તો કોઈએ ગભરાવું નહિ."

પણ એકેએક માણસ એ જંગલી લુંટારાઓને જોઈ ગભરાઇ જઇને ફાવે તેમ નાશી ગયાં.

લાખા વણજારાનું તો પૂછવું જ શું? એને તો હવે અમેય લુંટારાના માણસો હઇશું એમ લાગ્યું, ને તેથી રડતાં રડતાં એ અમને ગાળો દેવા લાગ્યો. પેલા રખેવાળોય હિમ્મત વગરના હતા. કોઇનામાં એક અક્ષરેય બોલવાની હામ નહોતી રહી!

બારિક સમય હતો. લુંટારાઓ એક ઘડીમાં નીચે આવી પહોંચે એમ હતું. લાખા વણજારાના એકેય માણસમાં બચાવ કરવાનું જોર નહોતું રહ્યું!

મેં વીરપાળ સામું જોયું. એણે મારા સામુ જોયું. સિંહ ને વાઘની સાથે જીવ સટોસટ લડનાર અમે, આ ટોળી સામે થવા તૈયાર થઇ ગયા.

મેં કહ્યું "જે થાશે એ ખરી. મરવું છે તો એક જ વખત ને?"

અમે બીજી જ પળે બૂમ પાડી.

"ખબરદાર!"

પહાડ સાથે અથડાઇને ગર્જનાઓ પાછી વળી:

"ખબરદાર!"

પણ એમ કાંઇ લુંટારા પાછા વળે?

લુંટારાઓ અમારી છેક નજીક આવી ગયા. હવે અમારી તલવારોની ધાર ઉપર વિશ્વાસ રાખીને અમે એ જંગલી લોકો સામે ધસ્યા.

પહેલો ઘોડો જ્યાં નીચે પગ મૂકવા જતો હતો, ત્યાં જ વીરપાળે વિજળી વેગે કૂદકો મારી એના સ્વારનો જમણો હાથ કાપી નાખ્યો. ગભરાઇને ઘોડો એક તરફ નાઠો.

હવે તો ખરેખરી લડાઇ જામી.

અમને હવે આસપાસ શું બને છે, એની ખબર ન રહી! માથાની આસપાસ તલવારો ઘુમે છે, એટલું જ અમને જણાવા લાગ્યું. આસપાસ કાળા પીળા રંગો જણાતા હતા, અમારી તલવારો ચક્કર ચક્કર ફરતી હતી. વચ્ચે વચ્ચે કોઇની ચીસો સંભળાતી હતી.

અચાનક હું સહેજ અટકયો. મેં જોયું તો માત્ર બે જ ઘોડેસ્વારો અમારી સામે લડતા હતા. બીજા બે ત્રણ લુંટારા એક તરફ નાશી જતા હતા. બાકીનામાંથી એક બે જણના હાથ કપાઇ ગયા હતા ને બીજા સખ્ત ઘાયલ થઇને નીચે પડયા હતા.

લડનાર અમે બે જ જણ નહોતા, પણ રખેવાળોમાંથી પણ પાંચેક જણ ઘુમતા હતા.

હવે અમને હિમ્મત આવી. એટલામાં એક પડકાર કરી વીરપાળે એક જણને હેઠો પાડયો.

બીજો કારમી ચીસ પાડી પોતાનો ઘોડો લઇને એ તરફ નાઠો.

હવે અમે તલવારો ફેરવવાનું બંધ કર્યું. અમારાં શરી તો ગુસ્સાથી ધ્રૂજતાં હતાં, શરીરમાં વેગથી લોહી ફરતું હતુ

અમે લુંટારાઓની સામે ધસ્યા હતા, એ જોઇને પેલ રખેવાળોમાંથી પાંચેક જણને પણ શૂર ચડ્યું હતું, અને અમે સૌએ મળીને આઠ દશ લુંટારાઓને ભોંય ભેગા કર્યા હતા. અમારામાંથી બે ત્રણ જણને સખ્ત વાગ્યું હતું, મને અને મોટા રખેવાળને પીઠ ઉપર બે ત્રણ ઘા પડ્યા હતા

પણ આટલું થતાંય અમે એ જંગલી લુંટારાઓના હાથમાંથી ઉગર્યા, એમ જાણીને અમને અમારૂં દુઃખ કાંઇ વિસાતમાં ન લાગ્યું.

લાખો વણજારો તો આ બધો વખત દૂર જમીન ઉપર ઉંધે માથે પડીને રડતો હતો, ને ભગવાનને પોકારતો હતો.

હવે અમે એને બધી વાત કરી. પહેલાં તો એણે અમારી વાત માની પણ નહિ, પરંતુ છેવટ બધી પોઠને સહિસલામત જોઇને એના જીવમાં જીવ આવ્યો.

ઉભો થઇને લાખો વણજારો લળી લળીને અમારે પગે પડવા લાગ્યો. પણ અમે કહ્યું: “ભાઇ, એમાં શું?

આટલું તો કરવું જ પડે ને?" બૂમો પાડી પાડીને અમે નાશી ગયેલાં માણસોને પાછાં બોલાવી લીધાં.

હવે અમે જેમ તેમ કરીને આ વિકટ જગ્યાએથી ચાલ્યા જવાનો નિશ્ચય કર્યો. મોટા રખેવાળ પાસે ઘા-બાજરીઉં હતું, અમે અમારા ઘા ઉપર એનો થોડો થોડો ભાગ મૂકયો ને પાટા બાંધ્યા. પછી બચેલા રખેવાળો અને પોઠ સાથે અમે આગળ ચાલવા માંડયું.

બીજે દિવસે મધ્યાહ્ન થતાં અમે લાખા વણજારાની બ્હેનને ગામ આવી પહોંચ્યા.

ઇશ્વરકૃપાએ લાખા વણજારાની બ્હેનને હવે જરા આરામ હતો, એટલે અમે નિરાંતે આરામ લેવા લાગ્યા. લાખા વણજારાના બનેવી મોટા વેપારી હતા. દેશદેશાવર એમની પોઠો ફરતી હતી.

વાતવાતમાં એમણે અમને કહ્યું કે "અહીંના ઠાકોર સાહેબ બહુ ભલા છે."

એમણે ઠાકોરની ભલાઇની ખૂબ વાતો કરી, એટલે અમે એમને મળવાની ઇચ્છા જણાવી.

એક નાની નદીની ધાર ઉપર ઠાકોરનો મહેલ હતો. ઠાકોર સાહેબે રજા આપી એટલે અમે એમના મહેલમાં ગયા.

પણ જયાં ઠાકોર અમને લેવા માટે સામા આવ્યા, ત્યાં તો હું હરખથી કૂદી ઉઠયો. "અરે! આ તો માનસિંહ કાકા!"

ઠાકોર પણ ખૂબ ખૂબ નવાઈ પામ્યા ને હરખથી મને વળગી પડયા.

માનસિંહ કાકા મારા બાપુના ભાઈબંધ હતા. બેત્રણ વાર તેઓ મારે ત્યાં પણ આવી ગયા હતા.

એમની આંખમાં હરખથી ઝળઝળીઆં આવી ગયાં. એ બોલી ઉઠયા, "બેટા, તું કયાં રખડે છે? ગઈ કાલેજ બાપુ તરફથી એક સાંઢણીસ્વાર આવ્યો હતો ને કહેતો હતો કે 'વીરસેન બાપુ આજ મહિનો થયાં શિકારે ચડયા છે, પણ એમનો કાંઇ પત્તો નથી. બાબાપુની આંખમાંથી તો શ્રાવણ ભાદરવો વરસે છે! અમે બધાય ખૂબ તપાસ કરીએ છીએ, પણ કયાંય પત્તો નથી!'"

હવે મને ઘર સાંભર્યું. એક મહિનાથી અમે બહાર ભટકતા હતા, સાથે કોઇ મોટું માણસ નહોતું, સંદેશો યે કોઇની સાથે મોકલી શકયા નહોતા, એટલે સૌને ચિંતા થાય એ બનવાજોગ હતું.

હવે મને ઘેર પહોંચવાની ચટપટી થવા લાગી.

લાખા વણજારાને અમારા ગામ તરફજ આવવાનું

હતું, એટલે મેં એને બે ત્રણ દિવસ અમારા મહેમાન થવાનું જણાવ્યું. વીરપાળે સાથે રહીને એને તેડી લાવવાનું કબૂલ્યું.

બીજે દિવસે માનસિંહ કાકાની તેજી ઘોડી ઉપર બેસી હું ઘેર જવા નીકળ્યો. સાથે એક ભોમિયો લીધો.

ત્રણ દિવસ ને ત્રણ રાત મુસાફરી કરીને ચોથે દિવસે બપોર પછી અમે મારે ગામ આવી પહોંચ્યા.

બાબાપુ તો મારી ઝંખના કર્યા કરતાં હતાં, એમની આંખમાંથી આંસુની રેલ જાતી'તી.

દોડીને હું એમને ભેટી પડ્યો!

સૌ મને જોઇને હરખથી ગાંડાં ઘેલાં થઇ ગયાં. તે પછી દસમે દિવસે વીરપાળ અને લાખા વણજારાની પોઠ આવી પહોંચ્યાં. વીરપાળે પેલું સિંહનું ચામડું આણ્યું હતું. એક બળદ તરફ આંગળી કરી એણે કહ્યું, "આ આપણો માલ છે."

એ જોઇને હું તો દિંગ થઇ ગયો. વીરપાળ પેલી ગુફામાંથી કેટલુંય ઝવેરાત લઈ આવ્યો હતો!

અમે બધુંય ઝવેરાત એક મોટા ઓરડામાં સુંદર રીતે ગોઠવી દીધું.

હવે અમે બધા હરખથી રમવા જમવા લાગ્યા.

બેચાર દિવસ પછી પોઠ લઇને લાખો વણજારો વિદાય થયો. અમે કહ્યું, "વળી કોઇ વાર પધારજો."

અમારા શિકારની વાતો સાંભળીને ને પેલું મૂલ્યવાન ઝવેરાત જોઇને સૌને ખૂબ અજાયબી થતી હતી.

*　　　　*　　　　*

હજીય અમને શિકારના એ સુંદર દિવસો સાંભરે છે.

*　　　　*　　　　*

સાંભળ્યું છે કે પેલા જંગલમાં જંગલી હાથીઓનું એક ટોળું આવી ચડયું છે. ફરીથી ત્યાં જઇને એકાદ હાથીનો શિકાર કરવા અમે તલપી રહ્યા છીએ.

વળી કોઇ વાર જઇશું.

